ૐ શ્રી



શ્રી વૈષ્ણુ મહંતશ્રી લક્ષ્મીરામજી શ્રીગુરૂલાલ
મહારાજ ઠે. અમદાવાદમાં ખમાસાના
ચકલા પાસે રામજીમંદિરમાંથી
થતા લઘુ પુસ્તકો.

(૭)

# કળુની કરણી.

(બોધદાયક ભજનો, પદો, ગરબીઓ, વગેરે)

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.


## વૈષ્ણુભક્ત ભીખા દેવજી.

મુ. હરીયાપુર-કુઈમસીદ પાસેના રહીશ-અમદાવાદ.



પ્રથમ આવૃતી. સં. ૧૯૬૮ સને ૧૯૧૨ પ્રત. ૨૦૦૦

કીંમત. રૂા. ૦-૧-૦

# કળુની કરણી.



## ચોપાઇ.

શ્રી હરીના ચર્ણમાં, પ્રથમ કરૂં પ્રણામ;
ગુરૂકૃપાએ ગમ કરીને, વિસ્તાર્યો વરણામ. ૧
સંત ચરણની રજ બનીને, કવી કેરો છું દાસ;
મુકામ અમદાવાદમાં હરીપાપુરમાં વાસ. ૨
ગુરૂ સમર્થ સાચા મળ્યા, સ્વામી લક્ષ્મીરામ;
સુત દેવીદાસનો, ભક્ત ભીખો નામ. ૩
ભણેલા ઘણા ભૂલે છે, તારા બુડી જાય;
તેમ સમજીને કવિજનો, કરજો મુજપર સહાય. ૪
કરણી જોઇને કપુતની, સપુતને આવે શર્મ:
કળુ કેરા રાજમાં, થાય છે કાળાં કર્મ. ૫
ભીખો કહે સાચાને, ખરૂં કહેતા સો ખાર;
સરવેથી સરસ માતપીતાની, સેવાનો કરનાર. ૬



### પદ ૧ લું.

જનુની જીવોરે ગોપીચંદની—એ રાગ.

કપુતે કેર વરતાવીયો, તજી કુળ કેરી લાજજી;
દીલડું દાઝે માત તાતનું, કરે કુડાં ઘણાં કાજજી. કપુતે૦

માબાપને ઉઠે મારવા, દે છે બેનને ગાળજી;
ભય બતાવે ઘણો ભ્રાતને, તોડી પરીયાની પાળજી. કપુતે૦ ૨
કુટુંબ રહ્યું એનું કળકળી, કાકા કાકીઓ સૌ તજી;
મનમેં શ્રાપે બહુ જણા, કયારે થાએ એનું મોતજી. કપુતે૦ ૩
જાર કર્મને જુગટું, બાંધ્યો ખોટો વહેવારજી;
માંસ મદિરા રોટલી, કરે કુડાં બહુ અહારજી. કપુતે૦ ૪
કજીઆ કરે વાટે ચાલતો, પાપી ડરે નહી લગારજી;
કહે છે બીખો તેણે ભરીયો માથે ચોરાશીનો ભારજી. કપુતે૦ ૫

---

## ચોપાઈ.

કેટલા કપુતોના ચાળા, તેના કર્મના છે કાળા;
તેને લાગે નહીં શીખ, અંતે માગવાના ભીખ.
તેનું ચીત્ત થયું ચોર, મન માને નહીં કડોર;
તેનું હૈયું બહુ આકું, રૂદુ થયું ઝાઝું જાડું.
તેને લોભ લાલચ ઝાઝી, કામ ક્રોધ રહ્યો ગાજી;
મોહ મત્સરમાં મોહ્યો, રાત દહાડો નવ જોયો.
આશા તૃષા છે આડી, જોઇ વિષયોની વાડી;
ઠગે માંડી છે દુકાન, તેથી ભૂલી ગયો ભાન.
પાપ આવીને મડી પેઠું, કુટુંબ સહિત થઇને એઠું;
તેમાં ભમતા રહી મહાલે; તેને તેના ફળ આલે.
ઉંઘઇ આડાઇ અને જોર, ઘણો કરે છે બકોર;
દોષ વિરોધને વિકાર, તેથી સૂઝે નહિ સાર.
છળે દાવોને હરામી, તેમાં શી રહી ખામી;
ભર્યું રાગ દ્વેષનું ટાંકું, તેનું પ્રારબ્ધ બહુ વાંકું.

સવણે નાખ્યો પાકો પાયો, સર્વેની વચોવચ ગુંથાયો.
તેથી ભૂલી બેઠો ભાન, તેને ક્યાંથી થાય જ્ઞાન;
ભીખો શીખામણ દે, સાચે સાચુ સમજી લે.
સમજી ભજવા બેસે રામ, ત્યારે સીધિ જાય કામ;
ગુરૂ લક્ષ્મીરામ પરતાપ, ભીખો સત્ય ભાખે આપ.

---

## પદ ૨ જું.

સૈદા તારો ખુબ છે દહાડોરે—એ રાહ.

કપુતે રીત બગાડી, ઇજ્જતમાં આગ લગાડીરે;
કરે છે કજીઆ દાડીરે, કપુતે૦ ટેક.
માબાપને હૈયે હોળીઓરે વળી, બેનને ઝાઝું દુઃખ;
કુટુંબ ઘણું કકળેરે, વળી સગાઓને નહિ સુખ. ક૦ ૧
પગાર લેવાના કારણેરે, વળી માબાપ ખવરાવે માલ;
તે પગાર લઇ હોટેલ પીઠામાં, કેવો મચાવે છે તાલ. ક૦ ૨
ઇજ્જતના કર્યા કાંકરારે, વળી ઘટાડયો કુળનો બોજ;
ઘરમાંથી મુઓ ચોરી કરીને, માણે મુંબઇની મોજ. ક૦ ૩
પાનનું બીડુ માંસ મદિરા, ખેંચે છે બીડીનો દમ;
રૌ ર નર્કમાં નાખવા સારૂ, વાટ જુએ છે જમ. ક૦ ૪
સારા માણસો સંપ કરીને, બેઠા સર્વે ભેગા થઇ;
વર્ણશંકર પેલો કપુત આવે, તેને બોલાવશો નહિ. ક૦ ૫
સ્વામી લક્ષ્મીરામના સેવક, ભક્ત ભીખો દાસ;
કપુત કેરો કજીઓ જોઇને, મનમાં આવ્યો ત્રાસ. ક૦ ૬

---

## તે વિષે—હાંમેળ છંદ.

જુઓ જૂડા ભજીઓ, કપુતના કજીઓ. ૧
તોફાન થાય છે સર્વે પીડાય છે. ૨
ઘરનું નાણું જાય છે, માબાપ દુંખી થાય છે, ૩
રાંડો પૈસા ખાય છે, બંદા ખુશી થાય છે. ૪
બહેન બીચારી જુએ છે, છેડો વાળી રૂવે છે. ૫
ભાઈ ભોજાઇ વારે છે, તો તેને ઉઠી મારે છે. ૬
પાડોશી પીડાય છે, આઘા પાછા થાય છે.
નારીને બહુ દુઃખ છે, ઘરમાં ઝાઝી ભૂખ છે. ૮
કુપુતથી મન વાર્યું છે, તેથી સર્વે હાર્યું છે. ૯
જારમાં અંગારો છે, સાપ કેરો ભારો છે. ૧૦
કુવે નીર ખારૂ છે, દેવતામાં દારૂ છે. ૧૧
મહુડામાં મીઠું છે, કુવાસમાં પીઠું છે. ૧૨
ગવારમાં ઘાસતેલ છે, વિખમાંહી વેલ છે. ૧૩
મેંદી માંહી મેશ છે, ભાદરવાની ભેંસ છે. ૧૪
આકડાનો ઝંડો છે, રીંછના મોંમાં ડંડો છે. ૨૫

---

## દોહરો.

કપુત કેવો જાણવો, જેવો ભાગ ધંતુરામાં ભેળ;
દુનીયામાં દાવો ઘણો, કોઈથી રાખે નહિ મેળ. ૧

---

## કમેળ વીશે હામેળછંદ.

જેમ મહુડાને છાશ, તેમ અંધાને અજવાશ. ૧
જેમ માગણને સોમ, તેમ પરદેશની ભોમ. ૨

જેમ મીયાં ને મહાદેવ, તેમ દુર્ગંધને દેવ. ૩
જેમ ગવાર ને ઘી, તેવું કપુતનું ખી. ૪
જેમ કાયરને સૂર, તેમ શેઠને મજુર. ૫
નહિ કોઇ કોઇથી મળે, નહિ કાગ કોઇમા બળે. ૬
નહિ મઠમાં આળો, નહિ કુંવારાને સાળો. ૭
નહિ પાવઇને પાનો, વેસ્યાને ધણી શાનો. ૮
નહિ સરાપાનને શરમ, નહીગાંડાને મરમ. ૯
નહિ કાયરને કાંટો, નહિ ગુદાયે ડાટો. ૧૦
નહિ પથરાનું ઝાઝ, નહિ કપૂતને લાજ. ૧૧

**સાખી.**

કળુ ચોદશ વાપર્યો, પહોંચ્યો ઘેરો ઘેર;
મેળ ના રાખે માનવી, એકબીજાથી વેર.

**વેર વિષે—દોમેડ છંદ.**

કહુ વેર તણી વાત, સાચી માનજો સાક્ષાત;
મોસક મંજારને વેર, સિંહ બકરી તે પેર. ૧
ગરૂડ સર્પ તેમ ધારો, મચ્છી બગલા કેરો ચારો;
ઘણા જીવો જીવને ખાય, વેર સંબંધી કહેવાય. ૨

**સાખી.**

વરસ કળુના જાણજો, ચારલાખ બત્રીસહજાર;
સામ સામા જીવાને, એક બીજાથી ખાર.

**ખાર વિષે—દોમેળ છંદ.**

હવે ખાર કેરી વાત, સૌની જણાવી છે જાત. ૧
અજાણ્યાની સાથે ખાર, એક બીજાથી ઘનાર; ૨
તેનો કરોને વિચાર, વઢી મરે રાખી ખાર. ૩

કુકડો કુકડાથી ખાર, પાડો પાડાથી હુંશીયાર. ૪
કુતરૂ કુતરાથી બાઝે, સિંહ સિંહ સામો ગાજે. ૫
સર્વેને સામસામો ખાર, જોઇને કરજો વિચાર. ૬
દાસ બીખાનું સાચું, નવ માનશો કાચું. ૭

## સાખી.

સર્વે કાળના મુખમાં; ચૌદ લોકમાં કોણ સાજુ;
કળુ કેરા રાજમાં, જુઠ ચાલે છે ઝાઝું.

## જુઠ વિષે દોમેળ છંદ.

જુઠ કળુમાં અપાર, તેમ પાપનો છે બાર. ૧
કોઇ પેટ કેરાં કાજ કોઇ વધારવાને લાજ. ૨
કોઇને વેપારનો અર્થ, કોઈ લેવા જ્ઞાન ગ્રંથ. ૩
કોઇ કરવા કારણ રાજ, કોઇ સ્વારથની કાજ. ૪
કોઇને માયા ઝાઝી લાગી, તે કહે છે હુંતો ત્યાગી ૫
કોઇને શેઠાઇ ને પટલાઈ, જુઠુ બોલે પંચ માંહી. ૬
જુઠ જગમાં ઝાઝુ, કોઇ રહ્યું નહિ સાજુ. ૭
ઉખાણામાં છે અપાર, થાય જીબાં ઉપર બાર. ૮
શરીર જુઠું છે કાચું, માનો બીખાનું સાચું. ૯
ગુરૂ લક્ષ્મીરામના શીશ, ખરૂં કહેતાં શાની રીસ. ૧૦

## સાખી.

દુનિઆમાં ઉખાણા કહેતાં, વિચારે નહિ કોઇ પુંઠ;
જુઓ વિચારી તે વિષે, કેટલું ભર્યું છે જુઠ.
દુનિઆ ડુબી જુઠમાં, સાચા સાધુ જન;
જેણે ઇશ્વર ઓળખ્યા, તેનો સીધો દન.

ધારણ ના રહી ધર્મમાં, ફુલી બેઠા મન;
જેણે ઇશ્વર ના ઓળખ્યા, તેનો વાંકો દન.

# ઉખાણા વિષે જુઠનો પ્રત્યુત્તર.

આ દુનિયામાં ઉખાણા વિષે જુઠ અતિશય છે. તેની ખાત્રી કરી જુઓ તો માલુમ પડશે કે તે બીલકુલ અસંભવિત છે. કોઇ ઉખાણામાં એમ કહે છે કે " હું તો ખંડ મેલીને નાઠો " અને બાઇ માણસ વળી એમ કહે છે કે ' હું તો ત્યાંથી ખંડ મેલીને નાઠી. ' હવે વિચારો કે ખંડ કેવડો મોટો હોય છે અને વળી તે બીજા ખંડમાં જઇ આવી વાત કરવા લાગી. તેટલું બધું જુઠ બોલતા વિચારો. વળી એક કહેવત એવી છે કે, મારે તો હથેળી જેવડી પૃથ્વી થઇ ગઈ. આ કેટલું બધું જુઠ છે? પૃથ્વી તો પચાસ કરોડ જોજન મોટી છે અને હથેળી તો ચાર તસુની છે તેમ જુઠ બોલવાથી જીભા ઉપર ભાર થાય છે. કોઇ એમ કહે છે કે " કોઇની ભયંકર વાત સાંભળવાથી મારા તો પગમાંથી ધુળ નાસી ગઇ. " ધુળ એ જડ છે. તો વિચારો કે તે કેમ કરીને નાસે, પણ એવું જુઠું બોલવાની ટેવ પડેલી હોય છે. વળી કોઇ કહે છે કે, " આખી પૃથ્વી માથે કરી તોપણ ફલાણું મળ્યું નહીં. " હવે વિચાર કરો કે માથે પૃથ્વી ઉપાડીને તે ઉપાડનાર શાના ઉપર ઉભી હશે? આનો ઉત્તર તેવું સાંભળનારા પણ આપી શકતા નથી. આવું અસંભવિત જૂઠ બોલવાથી શો ફાયદો? વળી બીજી કહેવત એવી છે કે "શું બધો દેશ દેડકો ગળી ગયો કે તને કાંઇ ન મળ્યું? હવે વિચારી જોશો તો દેડકો કેટલો નાનો અને પૃથ્વી કેટલી મોટી? આવું બોલતાં લગાર વિચાર કરવો જોઇએ છે. વળી કોઈ બાઈના

માથામાં જુ પડવાથી એમ કહે છે કે, " મારા માથામાં તો વાઘ વિયાઆ છે. " તે સાંભળનાર તેને જુઠું બોલતાં રોકવાને બદલે તેને એમ કહે છે કે, " તુ માથું કેમ ઓળતી નથી. " વિચાર કરવો જોઇએ કે માથું નાનું ને વાઘ મોટો. વળી કોઇ માથામાં જોનારી એમ કહેછે કે, "તારા માથામાં પાડા જેવડી જુઓછે." આ પણ તદન જુઠ જ છે. ક્યાં પાડો અને ક્યાં જુ ? આવું બોલનારા પાપે ભરાય છે. વળી કોઇ પોતાને થતી પીડાને લીધે કહે છે કે, " રાત તો વરસ જેવડી થઇ પડે છે. " કોઈ એમ કહે છે કે, " સો ઘડ કુદી ગયો" વળી કોઇ કહે છે કે, " તારો ધણી તને હથેળીમાં નચાવે છે. " આવું જુઠ આ જગતમાં બહુ છે અને સાચું થોડું છે. કોઇ મહાત્મા હરીહંસ સાચા થોડા છે ને જુઠા ઘણા છે.

## સાખી.

સાચ ધર્મનું મુળ છે, પાપ નર્કની ખાણ;
સ્વર્ગ નર્કના માર્ગ બે, સાચ જુઠના જાણ.

સાચા સમાન ધર્મ નથી અને જુઠ સમાન પાપ નથી. સાચે સ્વર્ગ અને જુઠે નર્ક તેવા બે માર્ગ ચાલવાના છે. પ્રારબ્ધ માર્ગ બતાવે છે, વાસના દોરી જાય છે. અર્થાત શુભ આચરણ કરી પોતાનો ધર્મ પાળી શુદ્ધ કરણી કરનાર સત્યધર્મના પાળવાવાળા પરમાત્માના ચર્ણમાં જાય છે તેવાઓને ધન્ય છે? ભક્તિનાવમાં બેઠા વિના આ અસાર સંસાર તરી શકાય તેમ નથી અને સત્ય એ શ્રીવિષ્ણુનું શરીર છે. તેથીજ પોતે સતોગુણી કહેવાય છે. વિષ્ણુમહિમા મોટો છે. સત્યમાં વિદ્યા રહેલી છે. જુઠ અવિદ્યાથી ભરપુર છે. સાચે તરશે અને જુઠે ડુબશે. સાચામાં હરીકથા અને જુઠામાં દંતકથા છે.

આદિ ધર્મમાં સાચ છે અને નાસ્તિક માર્ગમાં જુઠ છે. કહેવતમાં છે કે "ધર્મે જેય અને પાપે ક્ષેય." શાસ્ત્રાધારે રચેલું નીચલું પદ વાંચવાથી આપને ખાત્રી થશે,

### પદ ૩ જું.

રાગ કાફી.

વિષ્ણુ ધર્મ આદિરે, પછી બીજા પંથ થયા;
એમ વાડા બાળી બેઠારે, જોઉં એવું ઝાલી રહ્યા. ટેક.
વિષ્ણુ ધર્મથી અનેક ઓધરીઆ, તેની શાસ્ત્ર પુરે શાખ;
વાદવિવાદ ને મારૂં તારૂં, બકવું કહાડી નાંખ.
લાભ ઘણો લીધોરે, જેણે રામકૃષ્ણ કહ્યા. વિષ્ણુ० ૧
વૈષ્ણુભક્તોનો અંત નથી, છે નામ ઠામ ને ગામ;
સાચી ભક્તિ કરી શામળીઆની, તે પામ્યા વૈકુંઠ ધામ;
પરદેશી પંથીરે નિંદા નીરમાં ડુબી ગયા. વિષ્ણુ० ૨
ચાર સંપ્રદાય સાત અખાડા, બાર પંથ બાવન દ્વાર;
સર્વેના એક શ્રી હરી, વેદ કહેવાણા ચાર;
ભેદ નવ લીધોરે તે તો ગોથા ખાતા ગયા. વિષ્ણુ० ૩
મતવાદીના મતથી, બીજા કુટ છે બહુ;
આગેવાન થયો આંધળો, ત્યારે કુવામાં પડયું સહુ;
પખ્યાં વિના પાપીરે, ચોરાશીના ભોગી ભયા. વિષ્ણુ० ૪
આદિપુરૂષ અવિનાશીને, છે સાકાર નિરાકાર બે પાંખ;
બેઉ વિના બને નહિ, સંશય છેદી નાંખ;
દાસ ભીખા ઉપરરે ગુરૂજીએ કીધી દયા. વિષ્ણુ० ૫

અર્થાત—આ પદ સાભળી આદિ ધર્મ જાણીને તે ઉપર શ્રદ્ધા રાખી તે પ્રમાણમાં ઘણા વૈષ્ણુભક્તો આ અસાર સંસારને તરીને

પરમાત્માના પદને પામ્યા છે. તથા જેણે અવીગત આત્મા જાણ્યો નથી અને વિષયલંપટ બની માયાપાસથી બંધાયલા અજ્ઞાનીઓને જ્ઞાનમાર્ગ સુજતો નથી. તે વીષે એક પદ કહ્યું છે કેઃ—

## પદ ૪ થું.

દાસ પરે દયા લાવોરે—એ રાગ.

જ્ઞાન વિના ઘોર અંધારૂં રે, અજ્ઞાની જીવને
જ્ઞાન વિના ઘોર અંધારૂં. અજ્ઞાની૦
માયા કેરો પડદો આડો, તેથી નવ સૂઝે દહાડો;
તપાસી લે તું તારૂંરે અજ્ઞાની૦
ભ્રમ સેવાળ છવાઇ પાકી, શુદ્ધ જળ દીધું ઢાંકી;
ગાળીને કરીએ શુદ્ધ સારૂંરે અજ્ઞાની૦
વિષયોનાં વન છે ખોટાં, અવિદ્યાના પહાડ મોટા;
નિકળી શકાયે કેમ બારૂંરે અજ્ઞાની૦
તમથી તું નવ છુટયો, પાંચ જણે તુજને લુટયો,
ખુટેલ મનડું થયું ખારૂંરે અજ્ઞાની૦
લખાવીને આવો ત્યાંથી, જ્ઞાન એ થાય ક્યાંથી;
માથ્યા કરે છે મારૂં મારૂંરે. અજ્ઞાની૦
દાશ ભીખો કહે છે કથી, અવિદ્યામાં સુખ નથી;
સમજો તો થાય સૌથી સારૂંરે અજ્ઞાની૦

આ પદ ઉપરથી એમ સમજાય છે કે જેને પરોક્ષ જ્ઞાન નથી અને અજ્ઞાન અંધારામાં પડયો છે તે જુઠ બોલીને ખુશી થાય છે તેનેજ કપુત સમજવો.

અર્થાત ઉપરના પદમાં કહ્યું છે કે જ્ઞાન વિના ઘોર અંધારૂં રે, અજ્ઞાનિ જીવને ॥ જ્ઞા૦ વિ૦ના તે ઉપરથી એમ સમજાય છે

કે પરમાત્માનું જ્ઞાન અપાર પ્રકાશ છે અને અવિદ્યા અજ્ઞાન છે તે ઘોર અંધકાર છે. અને જ્ઞાનનો વાસો ( રહેઠાણ ) સત્યધર્મમાં છે ત્યારે અજ્ઞાનનો વાસો અધર્મ અથવા પાપમાં છે. તેથી સત્યધર્મ પાળનાર, માતાપિતાની આજ્ઞા ઉઠાવનાર, અને ભક્તિનાં નવ લક્ષણો પાળનાર મુમુક્ષુ પુરૂષો પોતે સપુત કહેવાય છે જ્યારે ભગવાનની ભક્તિ વિનાનો, ગુરૂને નહિ માનનારો, નર્ક બનાવનારો, ખોટાઓની સોબતમાં રહી માંસ મદિરા ભક્ષણ કરનારો, માતપિતાની આજ્ઞાનું ઉલંઘન કરનારો કુછંદી કપુત કહેવાય છે. તે સુરા પાન કરે છે, તેનું દારૂ ઉપર દીલ છે. તેને પીણું બહુ પ્યારૂં છે અને કજીઆ કંકાસ કરે છે.

## સરાપાન ઉપર દોમેળ છંદ.

જુઓ ભાઇઓ ખોટો છે સરાપાન, પીવાથી ઘટે છે માન.
શરીરનું બાળે છે લોહી, પીનારે ઇજ્જત તો ખોઇ.
પીના તો કંપારી ખાઇ, દુર્ગંધથી મોહું મરડાઇ.
ચાલતાં લથડીઆ ખાય, પેશાબ કરતાં પડી જાય.
ઘડીમાં રૂવે કુટેને ગાય, ઘડીમાં ફાતડો બની જાય.
દારૂ થકી જાગે કામ, પડે વર્ણશંકર નામ.
સાંભળી કોઈ ના લાવશો રોષ, દારૂમાં ભરેલો ઝાઝો દોષ,
ઉલટું નામ ને નાણું જાય, દારૂડીઓ પાપથી ભરાય.
પૈસો જાય કલાલના હાટે, દારૂ જાય પેશાબની વાટે.
પીને ગધાડો કહેવાય, ખાધેલું સર્વે નિકળી જાય.
છોકરાને સાથે તેડી લાવે, કુચાલો પોતાની બતાવે.
સપુત હોય તો કપુત થાય, કુચાલો જોઇને શીખાય.

તેથી હાથ જોડી કરૂં અરજ, કોઇનું ભલું થવાની ગરજ.
દારૂ મુકો તો તમારો પાડ, હિંદુ થઇને કરો નહિ બગાડ.
શિષ્ય ભીખો લક્ષ્મીરામના, પૂર્ણ પ્યાસી નીજ નામના.
સર્વે સમજી રામનામ લેજો, શિખામણ કપુતને દેજો.

અર્થાતઃ—દારૂમાં વિષ ભરેલું છે. જુઓ કે, દારૂ સારૂ મહુડા પલાળી કોવરાવતાં અનંત જંતુઓ ઉત્પન્ન થાય છે. ભઠ્ઠી બાળતાં અનંત જીવો મર્ણ પામે છે. વનસ્પતિમાં મહુડો રાક્ષસ ગણાય છે. તે મહુડાનો રસ પીવાથી રાક્ષસિવૃત્તિ (ક્રોધ) ઉત્પન્ન થઇ ભાન ભૂલી જવાય છે. આ બાબતનો ખુલાસો શ્રી કૃષ્ણ ભગવાનના સખા અર્જુનને શ્રી કૃષ્ણ કહે છે કેઃ—

## श्लोक.

आपानेसजाभोजने मांसभक्षणेमातागमनेजेनरा
तेनाएकोत्रपरीआनर्गेजाय कहेकृष्णसुणपंडवअर्जणा
मासभ्रक्षणेनरममभ्रक्षतेने कागकैअकेत्रकटा
तेनाएकोत्रपरीयानर्गेमाजवे कहुकृष्णसुणपंडवअर्जणा

## દોહરો.

તલબાર મચ્છી જે ખાય, સરાપાનથી હેત;
તેના ઇકોતેર પરીઆ નર્કમાં જાય, ગોર ગોરાણી સમેત.

તે ઉપર નીચે પ્રમાણે પદ એક કહ્યું છેઃ—

## પ૬.

રાગ—મારા સામું બોલો ન વાલા.

કેફ કર્મ તજો તો બહુ સારૂં, વિચારી જોને બગડે છે તારૂં. ટેક.
ગાંજા થકી ગાંડુ ફરાય છે, છાતીમાં ઘણો કફ ભરાય છે;
નામ તેનું બોકડો ધરાય છે કેફ૦ ૧
અફીણીઓ બોરિંગ થઇ ડોલે કડવું ખાઇને કડવાં વચન બોલે;
અંતે ગણાય ભીખારી તોલે. કેફ૦ ૨
ચંડુલ ચરસને જોઇને દૂર ભાગો, પીનારો થશે અંતે નાગો;
તેને કોઇ નહીં બોલાવે આવો. કેફ૦ ૩
તમાકુ પીનારા કેમ તરસે, મન ઘણું હુકામાં ફરશે;
વે'લા ઉઠી હુકાનું ધ્યાન ધરશે કેફ૦ ૪
દુઃખ ઘણું દારૂનાડીમાં જાણું, પીએ કોઈ સાંજ સ્હવાર વા'ણું;
તેનું તો નર્કમાં ઠેકાણું કેફ૦ ૬
કેફથી પ્રભુ દુર રહે છે. ઉંચા પદથી નીચા નાખી દે છે;
ગુરૂ ચરણે દાસ ભીખો કહે છે. કેફ૦ ૬

અર્થાતઃ—તમાકુ પ્રધાન છે. તે કેફનું પ્રથમ પગથીયું છે. બ્રહ્માજીએ મનુ ભગવાનને કહ્યું છે કેઃ—"તમાકુનો ઉપયોગ કરનારો ૧ ચોકડી અને દારૂ પીનારો કલ્પો સુધી નર્કમાં રહે છે તે સાચું માનજો. જો માનો તો વ્યસનથી બચો. વ્યસન મનને ઘણું ભમાવે છે. ધ્યાન-ભજન કરવામાં. હરિગુણ ગાવામાં વ્યસન આડું આવે છે. મનનું વલણ વ્યસનમાંજ રહે છે. વા'ણામાં ઉઠતાં વેંતજ હરિનામને બદલે હુકાનામ લેવાય છે. દરેક વ્યસન અવગુણ તેમજ નુકશાન કરનારાં છે તેથી સત્યધર્મ પાળવામાં ઘણીજ અડ્યણ કરે છે. વ્યસનમાં બહુજ પાપ છે. સપુત તો સમજીને વ્યસનથી દુરજ રહે

છે અને કપુત તો તેને વળગી રહે છે. કપુતને કોઈ કહેવા જાય તો તેને ગાળો દે છે. તે સારા માબાપનો છોકરો કપુત કહેવાય છે તેનું કારણ એજ કે, "વ્યસન, ખોટી સોબત અને મા બાપની ચરાં પાળે તો દીચરા અને માબાપની ક્રીયા કરે તે દીકરા." સારા માબાપનો છોકરો કપુત કહેવાય છે તેનું શું કારણ? કહે છે કે—"વ્યસન અને ખોટી સોબત" માં રહે તે કારણથી. વળી કહેવત છે કે "છો વાળે તે છોકરા." "માબાપની આજ્ઞા પાળે તે પુત્ર અને કજીઆ કરે તે કપુત. આગળના જમાનામાં થઇ ગએલા રોહીદાસ, શ્રવણ, કેલૈઓ, કે જેઓએ પોતાના પ્રાણની પણ પરવા ન કરતાં સપુતની છાપ પોતાને માટે પાડી આ જગતને બતાવી આપ્યું છે; અને કપુત અને કુતરા તો બરાબર કરવામાં જરા પણ વાંધા જેવું નથી. કુતરો જ્યારે મોટો થાય છે ત્યારે પોતાના બાપનું ખાવાનું તેને ન ખાવા દેતાં પડાવી લે છે તેવીજ રીતે કપુત પણ જ્યારે મોટો થાય છે ત્યારે પોતે લડી-ઝગડી માબાપની મીલકત પડાવી લઈ તેમને અનેક પ્રકારે દુઃખી કરે છે. પોતે મોજમજા માણે છે, માંસ—મદિરાનો ભક્ષ કરે છે. અને વ્યસન કરે છે. તે બાબત શ્રી રામદાસજી મહારાજે પોતાની "વ્યસન નિષેધક" નામની ચોપડીના ૧૦ મે પાને શ્લોક ૨૯ માં કહ્યું છે કે:—

"એક વખત નારદજીએ બ્રહ્માજીને વ્યસન વિષે પુછતાં બ્રહ્માજીએ કહ્યું કે:—

**श्लोक.**

**अफीमी कल्पमेकं च भृंगी कल्प शतत्रयं ।**
**मद्यपः कल्प सहस्रं ब्रह्मापि नैव शुध्यंति ॥**

તમાકુ પીનાર, ૧ ચોકડી, અફીણ ખાનાર, એક કલ્પ સુધી, ભાંગ પીનાર ત્રણસો કલ્પ સુધી તથા સુરાપાન કરનાર સહસ્ત્ર કલ્પ સુધી નર્કમાં રહે છે. બ્રહ્મા સરખા હોય તો તેઓ પણ શુદ્ધ થતા નથી.

જ્યારે બ્રહ્મા જેવા પણ શુદ્ધ થઈ શકે નહી તો બીજાનું શું કહેવું? શ્રીયુત ચુનીલાલ વ્રજસુખદાસ મહેતાએ ચોપડી છપાવીને જીજ્ઞાસુજનોને બક્ષીસ કરીછે. કહ્યુંછેજ્યાં સુધી બચી શકાય ત્યાં સુધી બચવું સારૂંછે. પછી જેવાં જેના પ્રારબ્ધ તેવું તેને ફળ. વળી.

## હુકા વિષે—દોહરા.

હુકામાં હત્યા ઘણી, તેથી ઘણો વટાળ;
ચોખા મોઢે ચાટવી, લાખ જણાની લાળ. ૧
જે મુખે અમૃત આરોગીએ, જપીએ હરીનો જાપ;
તે મુખે ધુમાડો નીકળે, પુર્વ જન્મનું તે પાપ. ૨
ધન દેના ધુવા લેના, તનકુ દેના તાપ;
તમાકુકા ભોગી ભયા, બડા પુર્વકા પાપ. ૩
હૈએ હાથે હોઠે દાઝે, ત્રીવિધીકા તાપ,
વ્યસનકા ભોગી ભયા, યેહી બડા પાપ. ૪

તે માટે ચોરાશી લક્ષયોની ચાર ખાણની છે. ૧. સ્વેદજ, ૨. જરા, ૩. ઈંડજ, ૪. ઉદભીજ. તે મધ્યે જરાયુમાં મનુષ્ય જન્મ શ્રેષ્ટ છે. અને તરવાનું ન્હાવ કહેવાય છે. અમુક હીરો પણ કહેવાય છે. તે હીરાને નિચ્છારે નાંખીને અવિદ્યા (અંધારા) એ અંજાવું, વ્યસનોથી બગડીને નર્કમાં પડવું, અને અપાર કષ્ટ ભોગવવું તે કરતાં આત્મતત્વ જાણીને સર્વ વાસનાઓ તોડીને પરમાત્માના શર્ણે જવાથી અપાર સુખ પ્રાપ્ત થાય છે. અને આનંદની હેલી થઇ રહે છે. અભય

થઇ જાય છે. તેજ મોટો લાભ છે. રજોગુણ વૃત્તિથી કર્મબળે કરીને દેહાભિમાન થાય છે. તમોગુણ અજ્ઞાન થકી થાય છે. તે સર્વે જીવોને મોહ ઉત્પન્ન કરે છે. પ્રમાદ, આળસ અને નિદ્રાએ કરીને જીવને બંધન કરે છે. સતોગુણ વૃત્તિ સુખના વિષે આનંદ અને અભય આપનારી છે. રજોગુણી કર્મ વિષે, તમોગુણી અજ્ઞાન વિષે, ને સાત્વિક જ્ઞાન વિષે જાણવી. જ્ઞાન પ્રાપ્ત કરવું તે મનુષ્યનો ધર્મ છે. કાયીક, વાચિક અને માનસિક એ ત્રણ પ્રકારના તપે કરી સાત્વિક ( સર્વે પાપથી રહિત ) પ્રેમી હંસ મનુષ્યો થોડાજ છે.

## તે વિશે લાવણી.

નહીં મળશે આવો દાવ, માથે ફેરો;<br>
તારો સરસ આવો અવતાર, મનખા કેરો. ૧<br>
તું જોને જીવડા જાગી. વાર નવ લાગે;<br>
માથે વારાધડીનાં ધડીયાળ, મોતનાં વાજે. ૨<br>
અજ્ઞાનિ જીવને, જ્ઞાન વિના અંધેરૂં;<br>
આ તરવાનું છે નાવ મનખા કેરૂં. ૩<br>
ચર્ણ થકી ધણાં તીરથ ધામમાં ફરજો;<br>
કર થકી તમે દાન પુન્ય બહુ કરજો. ૪<br>
જીભ્યાથી હરીગુણ, ગાઇને હરખજો,<br>
નેત્ર થકી શ્રી રામ કૃષ્ણ નીરખજો. ૫<br>
શ્રવણ લઇને, હરીકથામાં ધરજો;<br>
તમે નવધા, ભક્તિ લેઇને છુટા ફરજો. ૬<br>
ગુરૂ લક્ષ્મીરામના દાસ, ભીખે ગુણ ગાયા;<br>
સાચો છે આતમરામ, જુઠી છે કાયા. ૭

આ પદ વાંચીને નામ, જશ, અને કીર્તિ વધારજો, માયા બંધન તોડી જીવને તારજો, સુકૃત્ય કરવાથી નામ, જશને કીર્તિ વધેછે.

**દોહરો.**

જનુની જણ તો ભક્ત જણ, કાં દાતા કાં શૂર;
નહી તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.
દાતા ભક્ત ને કેવડો, ત્રણે ત્રોવડે રાંઈ.
પાછળથી પ્રેમ ઘણો, દુર થઈ મહેંમાય. ૨

દાતાર બે પ્રકારના છે, ભક્ત પણ બે પ્રકારના છે અને શૂરા પણ બે પ્રકારના છે. દાતાર કયા બે પ્રકારની છે તેની સમજઃ—૧. અભયદાન દેનાર સંત મહાત્મા અને ૨. ધનદાન કરનાર ગ્રહસ્થ દાતાર કહેવાયછે. મહાત્માઓ, સાધુજનો અને બ્રહ્મનૈષ્ટક ગુરૂએ વિદ્યારૂપી દાન આપી દાન આપી બ્રહ્મતત્વનું અને પરબ્રહ્મનું જ્ઞાન કરાવેછે. આ ધન એવું છે કે વાપરતાં ખુટતું નથી. ચોરથી ચોરાતું નથી, બમણું થતું જાય છે. એજ્ઞાન અપાર છે. એ જ્ઞાનરૂપી મહાત્માઓ, ઋષીઓ, અને સંતો તથા ભક્તો આ સંસાર તરીને પરમાત્માના પદને પામ્યા છે; અને કીર્ત્તિ સંપાદન કરી છે. આ કળીયુગના વિષે અમારા માનેલા ગુરૂદાતા પ્રેમહંસ શ્રી સ્વામીજી સર્જુદાસ મહારાજે ઘણા દિવસો કથા કરીને ઘણા જનોને વિદ્યાદાન રૂપી ધન આપી અભયદાનની પ્રાપ્તિ કરાવી ઘણાની મુકિત કરાવી આપ પણ પરમાત્માના પદને શર્ણ થયઈ ગયા એ વાત પ્રત્યક્ષ છે. જુઓ તેમની કીર્ત્તિ, અનંત શોભા અને અપાર મહિમા કસ્તુરીની માફક મેહેકી રહ્યા છે. તેવા સંત મહાત્માઓને અમારા વારંવાર નમસ્કાર છે. હવે જે ધનદાન

આપવાવાળા ગ્રહસ્થ દાનાર–અન્નદાન તથા વસ્ત્રો, હાથીઘોડા, કુવા વાવ, તળાવો, ધર્મશાળાઓ, મંદિરો તથા યજ્ઞજાગ ક્રીયાઓ આગળના રાજાઓ જેવા કે પ્રહલાદજી, હરીશ્ચંદ્ર, અંબરીષ, બળીરાજા તથા કર્ણ રાજાએ અખુટ કીર્ત્તિ સંપાદન કરી શોભા વધારી શુભ વાસનાઓ મેલી પોતાનાં નામ અમર કરી ગયા છે. તેમજ અત્યારે હાલમાં ઘણા સતીયાઓના પુન્ય-દાન વિષે સાંભળાય છે. અમને તેમણે કાંઇ આપ્યું નથી. અને હમે પણ તેમનું કાંઇ લીધું નથી. પણ તેમની કીર્ત્તિ મહીમા સાંભળવાથી તેમનાં વખાણ કરીએ છીએ. જુઓ નગરશેઠ હઠીભાઇ થઈ ગયા તેમનાં ગુણ–જસ દરેક જ્ઞાતિમાં થય છે. તે નીચે વાંચ્યાથી માલુમ પડશે.

ચોપાઇ

એવા તમે મોટા મહાજન શેઠ, શહેરમાં કહીએ છના;
તપ જેનું નસીબ સગાળશા તોલ, હઠીભાઈ એવા હતા.

તેમની કીર્ત્તિ મહિમા અને જશ આખા દેશમાં ફેલાયલો છે. વળી તેમની પછી શેઠ. હેમાભાઈ તથા પ્રેમાભાઈ તથા મણીભાઈની પણ તેવીજ કીર્ત્તિ ફેલાઈ રહી છે. વળી શેઠ સારાભાઈની કીર્ત્તિ વિષે તો એક ગરબી પણ રચવામાં આવી છે. અને પોતે પોતાનું પુન્યક્ષેત્ર ઘણુંજ વિસ્તારેલું છે. તેમજ તેમના પુત્ર શેઠ અંબાલાલની શોભા બહુ ઝાઝી છે. વળી શેઠ મોટા રણછોડભાઇ, કે જેઓ પુન્યના ભંડાર અને શોભાના સમુદ્ર કહેવાણા તેમના પુત્ર માધુભાઇ પણ તેવાજ હતા ચીનુભાઈ આજેપણ ધર્મના થાંભલા કહેવાયછે, જેવી તેઓએ લક્ષ્મી પેદા કરીછે તેવીજ તેઓ સારે માર્ગે વાપરી જાણે છે. અને તેથીજ તેઓ આ જગતને વિષે દાનાર કહેવાય છે. હવે ભક્તિના બે પ્રકાર કયા છે તેની

સમજઃ-(૧) કામકર્મભક્તિ અને (૨) નિષ્કામકર્મભક્તિ. કામકર્મભક્ત ફળની ઇચ્છાવાળો અવતાર ધારણ કરે છે, અને નિષ્કામકર્મભક્ત જન્મ-મર્ણને પામતા નથી અને ઇચ્છારહિત છે. હવે એ પ્રકારના શરાની સમજઃ-(૧) ભૌયક અને (૨) અભૌયક. ભૌયક શસ્ત્ર લઇને લશ્કરને હણી જીતનો ડંકો બજાવે છે, અને અભૌયક શૂરો જ્ઞાન રૂપી શસ્ત્ર લઇ કર્મોરૂપી લશ્કર (કામ, ક્રોધ, મદ, લોભ, મત્સર અને મોહ)ને હણી અને વિકારોને દાબવા ઇંદ્રિયોનો નિગ્રહ કરી પરમાત્માના ચર્ણને પામે છે. અને જરા, જન્મ અને મર્ણને પામતો નથી. તે ઉપરથી કહ્યું છે કે—" જનુની જણ તો ભક્ત જણ, કાં દાતા કાં શૂર; નહિતર રહેજે વાંઝણી. મત ગુમાવીશ નૂર." આ કહેવતનો યોગ્ય ખુલાસો થયો સમજશો અને તે પ્રમાણે વર્તવાથી પ્રારબ્ધમાં માંડેલા ફળની પ્રાપ્તી થશે. તે વિષે દોહરોઃ—

### દોહરો.

સીત બધે રામકી, હનવો જાચન હાર;
પ્રાપ્ત હોય તે પામીએ, દોષ નહિ દાતાર. ૧
તને અંતરમાં ઇચ્છા ઝાઝી, તેમાં અર્થ શો સરે;
ત્રીકમજીની ટાંક મારેલી, બ્રહ્માથી નહિ ફરે. ૨

" આદર્યા અધુરાં રહે, ધાર્યું ધરણીધરનું થાય " એ કહેવત અક્ષરે અક્ષર ખરી છે, તે કીરતારની આગળ પામર મનુષ્યની ઇચ્છા કાંઇ કામ આવવાની નથી. માટે સર્વ ખટપટ, જંજાળ મૂકી દ-ઇ ગુરૂની પાસે જાવ અને જ્ઞાન પ્રાપ્ત કરી પરમાત્માના પદને પામવા પ્રયત્ન કરો. ગુરૂ વગર જ્ઞાન મળતુંજ નથી. ગમે તેટલા દોડો પણ કર્મમાં હોય તેજ મળે છે, માટે મારૂં તારૂં તજી દો અને આ સંસાર તરવા

ઉદ્યમ કરો, કહ્યું છે " લખનારો લખી ગયો, કુદ પડો મોર; ફાવે તો બેસી રહે, ન ફાવે તો દોડ. " તે ઉપર નીચેનું દષ્ટાંત કહ્યુંછે કેઃ—

" એક અદ્રાજ નામના ભક્ત હતા. તે ઢોરો ઢોળવા જંગલમાં જતા હતા. તેમનો જવાનો રસ્તો રબારીના નેસડા આગળ થઈને જતો હતો. એક વખત જ્યારે તે જતા હતા તે વખતે એક રબારીએ પોતાના ઘરમાં સીંકા ઉપર એક દૂધનું મટકું મુકેલું હતું તેના માટે એક બીલાડી તલપ મારી રહી હતી. વારંવાર તે કુદકા મારતી પણ ફાવતી નહોતી. આ બનાવ અદ્રાજ ભક્ત જોઈ રહ્યા. આખરે તે બીલાડી પોતાની કોશીશમાં ફાવી અને તે માટલામાંથી દૂધ પીવા લાગી. ભક્તરાજ તે વિષે સાખી બોલ્યાઃ—

**સાખી.**

અદ્રાજ કહે ઉધમસે, સબ હોત હે તૈયાર;
ગાય ભેંસ વાકુ નહી, દૂધ પીત મંઝાર.

પછી ભક્તરાજ આગળ ચાલ્યા. તો એક પાટીદારના ઘર આગળ ઘણા વાદી લોક કંડીયા લઈને ઉતરેલા હતા. તેઓએ કરે કંડીયા બરાબલા હતા જેમાં અંદ. રસાપ અને ઉપર દાણા હતા, ઉંદરો તે દાણા ખાના જ્યારે પૂરા થઈ રહ્યા ત્યારે ઉંદરોએ વિચાર કર્યો કે કંડીયામાં દાણા હશે, માટે ઉધમ કરીને તે ખાવા વિચાર કર્યો. અને કંડીયો કાપ્યો. અને જોવા અંદર ડોકું ઘાલવા જાય છે કે સાપે પકડી લીધા. અને ગળાવા માંડ્યા. આ જોઈ ભક્તરાજ બોલ્યાઃ—

**સાખી.**

અદરાજ કહે ઉધમસે, સબ હોત હે તૈયાર;
ગૌ ભેંસ વાંકુ નહી, દૂધ પીત મંઝાર.
ઉધમ બીચારા કયા કરે, કર્મભાગ ના હોય;
ચુવેને કાટે કંડીયા, ઉધમકા ફળ સોઈ.

તેમ પ્રારબ્ધની વાત સાચી છે. ભાવિ સંસ્કારથી પ્રાપ્ત થયેલાં ફળ ઈશ્વરેચ્છાથી મળે છે. ઈશ્વરેચ્છાથી ઉલટા ચાલનાર અને માતા, પિતા તથા ગુરૂનું વચન ઉલંઘન કરનાર જાતે કપુત કહેવાય છે. કપુતોના કજીઆ ને કુચાલો જોઈને અને સારી સમજણો આવવા સારૂ માંસ, મદિરા અને કુચાલો તથા કજીઆ કંકાસથી બચવા સારૂ **"કપુની કરણી"** એવું નામ આપ્યું છે. અને રચનાર સંતચર્ણરજ વૈષ્ણવભક્ત ભીખારામથી બની શકે તેવા કાલાવાલા ઈશ્વરઈચ્છાથી અને ગુરૂકૃપાથી આ લઘુ પુસ્તક રચવામાં આવ્યું છે. તેમાં જે સંતના દાસથી લઘુ પુસ્તકમાં વિવેચન વિષે વધારે ઓછું બોલી જવાથી અથવા બોલી જવામાં આવ્યું હોય તો માફ કરી ક્ષમા કરજો અને ક્ષમા માગનાર ઉપર સાધુ સંતો બ્રાહ્મણો અને ભક્તજનો હમારા ઉપર કૃપાદૃષ્ટી રાખજો.

। ॐ शान्तिः शान्तिः शान्तिः ।



# જાહેર ખબર.

એક હરીરસ અમરૂત ભરેલું પુસ્તક પદ, ભજન ગઝલ, ઠુમરી, તથા છપ્પા, છંદો વિગેરે સાર-બોધર્થ ભરેલું પુસ્તક અમારી તરફથી ટુંક સમયમાં બહા પાડવામાં આવશે.

આ પૂસ્તકો મળવાનું ઠેકાણું:—

## ચુનાવાળા બાલાજી ટાબાજી

ખમાસાના ચકલામાં રામજીમંદીર પાસે

અમદાવાદ.

## અથવા

## વૈષ્ણુભકત ભીખારામ દેવજી.

દરીયાપુર, ફુટી મસીદ પાસે.

## અમદાવાદ.

તથા મંદિરમાંથી પણ મળશે.